નકળંકશાસ્ત્ર હારમાળા નંબર ૩.

પ્રત ૨૦૦૦.



આવૃતી ૨જી.

# શ્રી નકળંક શાસ્ત્ર

## પીર સદરદીનની બાવન બોધ સોક્રીયા.

## અને શાહી સમરણી.

પ્રગટ કરનાર,

**અલીમહુમદ જાનમહુમદ ચુનારા.**
ઓનરરી સેક્રેટરી પબ્લીસીટી એન્ડ લીટરેચર ડીપાર્ટમેંટ,
**ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટ્યુટ.**
ડાંડી મોહલ્લા, જેલ રોડ, પેઠ નંબર ૯—મુંબઈ.

**ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટ્યુટ** પ્રેસ ડીપાર્ટમેન્ટના
ઓ. સેક્રેટરી **હુસેનભાઈ શરીફ** તથા **અબ્દુલ્લા કાસમે**
ખોજા સીંધી પ્રીન્ટીંગ પ્રેસ પાલખી મહોલા મુંબઈ
નં. ૯ માં પ્રગટ કર્તા માટે છાપી.

સને ૧૯૨૪. કીમત રૂ ૦-૦-૬.

# ગીનાન-પીર સદરદીનનું.

## બાવન બોધ વચન અથવા મોમનની નિશાની.



સતગુર તણિ શીખામણ સાચી. ૧
સાંભળો રખીસરો મીલી મન રાચી. ૨
દીન ઉગે તો કરો ધરમસું ધંધા. ૩
સાંજ પડે થઇ રહો સાહેબજીના બંદા. ૪
કોઈ કેની મ કરશો નીંદા. ૫
ગત માંહે આવીને કરો હેજંદા. ૬
સતગુર વચને ચીત રાખો ચંદા. ૭
રીખીસર કેરી વીરા એ છે સંજા. ૮
સંજા બાંધો મુનીવર ભાઈ. ૯
મલી કરો ગત માંહે તમે ધરમ ઉપાઈ ૧૦
મન મારો તો મમતા મુઈ. ૧૧
ધરમસરાએ આવી ન રહીએ સુઈ. ૧૨
ધરમસરાએ આવી કેની વાત ન કરીએ. ૧૩
આહાર ઘણેરો કરી પેટ ન ભરીએ. ૧૪
જો પેટ ભરશો તો ભારી થાશો. ૧૫
આવશે નીંદ્રા ને બહુ પસતાશો. ૧૬
હલવે પેટે વીરા હોંસજ થાશે. ૧૭

જાગતા જપીએ તો સતગુર પાસે. ૧૮
વડા નાનાને અદબે રહીએ. ૧૯
વડા તણા બે અવગુણ સહીએ. ૨૦
દહાડો વડો તેને વરસ વડો કરી જાણો. ૨૧
બોલાવો ભારી મોઢે પરમાણો. ૨૨
આપણ થકી જે નાનેરો રાઈ. ૨૩
તેને કહી બોલાવો મોટેરો ભાઈ. ૨૪
મીઠે વચને બોલાવો વિરા. ૨૫
તો તમારા મોઢા માંહે ઝલકે હીરા. ૨૬
સતગુરૂ મલ્યાના એ છે ભેદ. ૨૭
રીખીસર કેનો મ કરશો ખેદ. ૨૮
આલસ નીંદ્રા ન કરીએ જાણી. ૨૯
જુઠ તજો વેદ વચન પરમાણી. ૩૦
સાંભલે રૂડો ને આચરે ભુંડો. ૩૧
તો તમે જાણો નીશ્ચે થાશે ભુંડો. ૩૨
કામ ક્રોધ વીરા નાંખો કાઢી. ૩૩
અમીરસ પીવો નીશાની લાવો દાડી. ૩૪
ઘેર થકી ધરમ દુઆરે આવો. ૩૫
ઉપજે લાભ નીશાની લાવો. ૩૬
સંપત હોવે તેવું લાવો. ૩૭

મુખી સાથે ન કરીએ દાવો. ૩૮
દાવો કરે તેને દુનીઆ સોઆવે. ૩૯
આવશે દારિદ્ર ને દીન ન પાવે. ૪૦
અધરમી તે જે અણ આચારી. ૪૧
જાણી અજાણી દેખાડે પંચારી. ૪૨
સુતક ભરેઆ જે નર રહેશે. ૪૩
ઉપજે હાણ ને બહુ દુખ સહેશે. ૪૪
ધરમી ધીંગાણાની વાત ન જાણે. ૪૫
અધરમી મન માંહે ઓછું આણે. ૪૬
ધીઆન ધરી હાથે લીઓ સમરણી. ૪૭
છાની છપની કરો ઉત્તમ કરણી. ૪૮
ગીનાન ધીઆન માંહે જુવો વીમાસી. ૪૯
હાણ વીરોધ સોધો તપાસી. ૫૦
અમીરસ પીવે નીશાની લાવે દાડી. ૫૧
તેના સતગુર મેલે સરવે કષ્ટ ટાલી. ૫૨
એવે ગુણે મુનીવર ભરીઆ. ૫૩
રખીસર સાંભલો તમે સોએ ફીરીઆ. ૫૪

# ગીનાન–પીર સદરદીનનું.

## સો ક્રિયા.

પ્રથમ હૃદય ધોઇને નીરમલ કરીએ. ૧
બીજી ક્રીયા નાહીને જમીએ. ૨
સતે ચાલો તમે દિવસ ને રાત. ૩
કુડ કપટની મેલો ધાત. ૪
દયા પાલો તમે દિલ સું જાણી. ૫
સુપાત્રે દાન દિજે પરમાણી. ૬
પરતક જાણીને પાસે રહીએ. ૭
સતગુર વચન રદામાંહે ગ્રહીએ. ૮
વડાઈપણાનો ગર્વ ન કરીએ. ૯
દસમી ક્રીયા કાંઈ કરોધ ન કરીએ. ૧૦
સરજેઆ હોય તો સતગુરને મલીએ. ૧૧
ધરમ તણું આલસ ન કરીએ. ૧૨
નીત નીત ગતમાંહે મલીએ ભાઈ. ૧૩
ગુર મુખ ગતમાહે નમો ધીઆઈ. ૧૪
નીત નીત અમી પીએ તે નર ધરમી. ૧૫
અહુંકાર મુકે તે સદા સુકરમી. ૧૬

લોભ ન કરવો એક લગાર. ૧૭
પાક દાનતે રહેવું નીરધાર. ૧૮
જુઠું રખીસરને બોલવું નહીં. ૧૯
સેવા અભીઆગતની કરવી સહી. ૨૦
ભુખીઆને ભોજન આપવું જાણી. ૨૧
તરસીઆને પણ પાવું પાણી. ૨૨
નાગાને વસ્ત્ર આપીને અર્થજ લેવું. ૨૩
સગા સાવગાની ગાસજ સેહેવું. ૨૪
સો ગાળ સાંખીને કરોધ ન કરવો. ૨૫
અવગુણ કરે તાસું ગુણજ કરવો. ૨૬
ઓછું કેને વીરા આલવું નહીં. ૨૭
અદકું કેનું વીરા લેવું નહીં. ૨૮
કુડી નજર કોઈ પર ન ધરીએ. ૨૯
પર સ્ત્રી સાથે ગવન ન કરીએ. ૩૦
જુઠી અજાણી ન દીજે ગવાહી. ૩૧
કુડ કપટ ન રચીએ ભાઈ. ૩૨
મુખ થકી માર ન કહીએ લગાર. ૩૩
ધન વીઆજનો ન કરીએ આહાર. ૩૪
હાડ વકરો કરવો નાહીં. ૩૫
પશુ પાલી ન વેચવું ભાઈ. ૩૬
ધરણી તણું મુલ ન કરીએ એ છે માતા. ૩૭

કન્યા તણિ રખે દ્રવ્યજ ખાતા. ૩૮
દયા આણીને કીજે ઉપકાર. ૩૯
ચાલીસમી કીરીયા પાલવી નીરધાર. ૪૦
લાંચ ન ખાઈએ વીરા એકજ રતિ. ૪૧
જુઠો ખત ન રાખીએ સતી. ૪૨
મેદાને જાઈ પાંચ આચમન કરીએ. ૪૩
પાણી લઇને લધ્વીતજ કરીએ. ૪૪
આચમન ત્રણ કરવા સહી. ૪૫
અશુદ્ધ દેહ રાખવી નહીં. ૪૬
માટી લઇને ધોવા હાથ. ૪૭
નહીં કરે તો નહીં થાયે પાક. ૪૮
વણ ગાળ્યું ન પીવું પાણી. ૪૯
જીવ જંત ન મારીએ જાણી. ૫૦
હીંગ તમાકુ ન ખાઈએ પ્રાણી. ૫૧
પરમ ઉપવાસી રહીએ જાણી. ૫૨
ઓટયું ચાટયું કેનું ખાવું નહીં. ૫૩
ગળીઅળ વસ્ત્ર ન પહેરવું ભાઈ. ૫૪
અપવાસ વ્રતનું આળસ ન કરીએ. ૫૫
પાહાણ પાખાણની પુજા ન આચરીએ. ૫૬
મેલી થાપણ ન રાખવી જાણી. ૫૭
વખત વેલા ન ચુકીએ પ્રાણિ. ૫૮

અમળ થઇને જપીએ જાપ. ૫૯
વણ પીરસે ખાધે માહા છે પાપ. ૬૦
લાલચ પીઆરી ન કરીએ ભાઈ. ૬૧
માતા જાણો તમે વડેરી ભોજાઈ. ૬૨
નીચી સંગતે વીરા ચાલવું નહીં. ૬૩
પાઘડી વાંકી ન બાંધીએ ભાઈ. ૬૪
અરી પરી કેની ન કરવી રૂખી. ૬૫
પાડોશીને રખે કરતા દુખી. ૬૬
વીશ્વાશઘાત કેને કરવી નહીં. ૬૭
પડી જડી વસ્તુ કેની લેવી નહીં. ૬૮
કેને જાલ ન પાડીએ જાણી. ૬૯
ઉધાર ઉછીનું ન રાખીએ પ્રાણી. ૭૦
પારકુ ધન લઈ ભાગવું નહીં. ૭૧
પુત્ર થઇને દેવું સહી. ૭૨
કેને ગાળ ન દીજે જાણી. ૭૩
મુરખાઇપણું ન રાખીએ પ્રાણી. ૭૪
ગુરનર દરશન સહુને સરખું. ૭૫
શતગુરૂ કહે તે નર નરખું. ૭૬
સાચો જુઠો ન કરીએ વાદ. ૭૭
જુવો જુગટે ન રમીએ સાધ. ૭૮
નાદ છંદ ન જોઇએ ભવાઈ. ૭૯

છળ છળ ભેદે સત ખોઇએ ભાઈ. ૮૦
ખારો મોરો અન કેવો નાહી. ૮૧
વખાણવું પણ કુવખાણવું નાહી. ૮૨
પરભાતે નાહીને બહાર નીસરીએ. ૮૩
સંસાર કરતવ તે ન કરીએ. ૮૪
ખટ દરશન પુજે નહીં પામો મોખ. ૮૫
વેદ શાસ્ત્ર કહે ન કરવો દુવેખ. ૮૬
હીંડતાં ચાલતાં ખાવું નહીં. ૮૭
ચતુરાઈ ચોખાઇએ રહેવું ભાઈ. ૮૮
ઝેર ખાઈ જપલાઈ જે જીવ મરસે. ૮૯
તે આવાગમણ ફરી અવતરશે. ૯૦
જર જમીનની ઇચ્છા ન કરવી. ૯૧
સ્ત્રી આગલ ગુજ વાત ન કરવી. ૯૨
અગનને પાણી ન છાંટવું જાણી. ૯૩
નીલો ઝાડ ન વાઢીએ પ્રાણી. ૯૪
પ્રભાતે પુલ ચુંટે મહા છે પાપ. ૯૫
કેની એબ ન ઉઘાડવી આપ. ૯૬
અવાચક પ્રાણીની આળ ન કરીએ. ૯૭
ભોજન છાંડી ઉઠી ન પરહરીએ. ૯૮
સતપંથી તેજે સત ધરમ અનુસરીઆ. ૯૯
રખીસર માળો તમે સોએ કીરીઆ. ૧૦૦

# ગીનાન–પીર સદરદીનનું.

## સહિ સમરણી.

હરિ સમરણી કરીએ. ૧
અમીરસ પીને સતગુર ગુણ વરીએ. ૨
શીખામણ પુછે તેને દેવી સારી. ૩
મુનીવર તે જે કોઈ ઉત્તમ આચારી. ૪
ધરમી ધરમ તમો વોહોરો જોઈ. ૫
સો કીરીઆની તમો પહેરો જનોઈ. ૬
બ્રાહ્મણ તે જેને ગુર બ્રહ્માજી મલેઆ. ૭
તેના ભવસાગરના ફેરા ટલેઆ. ૮
બ્રાહ્મણ તે જે જાણે બ્રહ્મ ગીનાન. ૯
ગુર નર દરશન દ્રષ્ટિ સમાન. ૧૦
ગુર નર ભેટે અડસઠ તિરથ જાણ. ૧૧
અડસઠ તિરથ ગુર ચરણ પરમાણ ૧૨
પરતક ગુર નર ગત માંહે બેઠા. ૧૩
ભાગ્ય તેના જેણે નજરે દીઠા. ૧૪

ગીનાન ધીઆન માહે જુવો વિચારી. ૧૫
દુનીયાં માંહે છે દેવ પ્રગટ અવતારી. ૧૬
નીરમલ થઈને ધરવો ધીઆન. ૧૭
રીખીસર તે જે જાણે ગીનાન. ૧૮
મુનીવર તે જે વારે મન. ૧૯
કરે કસોટી કાયા રતન. ૨૦
પ્રભાતે ઉઠીને પાકજ થાવું. ૨૧
એઠું પશુનું ન ખાઈએ ખાવું. ૨૨
નીરમલ થઈને જમીએ સાર. ૨૩
પાક નજરે જોવો સંસાર. ૨૪
ગતમાંહે જઈને સનમુખ રહેવું. ૨૫
ગતનું વચન શીર પર લેવું ૨૬
જેણે કલમાં નબી પર ભરેઆ ૨૭
તેણે પગલાં બેહસત માંહે ધરેઆ ૨૮
જેણે ધીઆન સાહેબ પર ધરેઆ ૨૯
તેણે પાણી સરવે સાએ ફીરીઆ ૩૦
ગીઆનધીઆન માંહે કહયા છે રતન ૩૧
પીર સદરદીન બોલેઆ સત વચન ૩૨

૧૧૭૭૮

## નીચે જણાવેલા ફોટાઓ તેની સાથે જણાવેલી કિંમતે સાફી ભાવે મળશે.

| નં. | ફોટાની વિગત. | નંગ. | રૂા. | આ. | પા. |
|---|---|---|---|---|---|
| ૧ | આપણા હાજર ઇમામના ત્રણ રંગીન ભભકાદાર ફોટો. | ૧ | ૦ | ૨ | ૦ |
| ૨ | આપણા હાજર ઇમામના રજપુત ડ્રેસમાં ફુલ સાઇઝ તથા હાફ સાઇઝ. | ૧ | ૦ | ૧ | ૬ |
| ૩ | આપણા હાજર ઇમામના રજપુત ડ્રેસમાં ફુલ સાઇઝ તથા હાફ સાઇઝ. | ૧૦૦ | ૭ | ૦ | ૦ |
| ૪ | પ્રીન્સ અલીશાહના ફોટા. | ૧ | ૦ | ૦ | ૬ |
| ૫ | ,, ,, | ૧૦૦ | ૨ | ૮ | ૦ |
| ૬ | ત્રણ કલરમાં હાજર ઇમામના ફોટા | ૧૦૦ | ૩ | ૦ | ૦ |
| ૭ | ત્રણ કલરમાં હાજર ઇમામના ફોટા. | ૧ | ૦ | ૧ | ૦ |
| ૮ | એક કલરમાં હાજર ઇમામના ફોટો. | ૧૦૦ | ૨ | ૦ | ૦ |
| ૯ | એક કલરમાં હાજર ઇમામનો ફોટો. | ૧ | ૦ | ૦ | ૬ |

ઓછામાં ઓછા ૨૫ ફોટા એકી સાથે ખરીદનારને ૧૦૦ ના ભાવે મલશે.

**ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટયુટ**

કાંડી મહોલ્લા, જેલ રોડ, મુંબઇ—૯

## નીચે જણાવેલાં પુસ્તકો, તેની સાથે જણાવેલી કીમતે સારી ભાવે મળશે.

| | | રૂા, આ. પા. |
|---|---|---|
| ૧ | નકળંક શાસ્ત્ર ભાગ બીજો ... ... | ૨—૮—૦ |
| ૨ | નકળંક જ્ઞાન પ્રકાશ ... ... ... | ૦-૧૨-૦ |
| ૩ | નકળંક ભજન સંગ્રહ ... ... | ૦-૧૨-૦ |
| ૪ | ખુલી ચીઠીનું બોપાળું ... ... | ૦-૧૦-૦ |
| ૫ | આફતાબે હકીકત ... ... ... | ૦—૮—૦ |
| ૬ | અસલ ધુઆ (તરજુમાં સાથે) ... ... | ૦—૪—૦ |
| ૭ | હકીકતી ઈસ્લામી આયનો ... ... | ૦—૨—૦ |
| ૮ | આર્યસમાજી પંડિતોનું પોકળ ... ... | ૦—૧—૬ |
| ૯ | આર્યપ્રકાશની ઉદ્ધતાઇ ... ... | ૦—૧—૬ |
| ૧૦ | દેલમી આરાધ ... ... ... | ૦—૧—૦ |
| ૧૧ | નુરે હકીકત .. ... ... | ૦—૧—૦ |
| ૧૨ | તારીફે સુલતાન મહમદ ... .. | ૦—૧—૦ |
| ૧૩ | જન્મોત્સવ ... ... ... ... | ૦—૧ ૦ |
| ૧૪ | ઇશાઅતે ઇસ્લામ એટલે શું? ... ... | ૦—૦—૬ |
| ૧૫ | ખ્રીસ્તી-ઝમ ... ... ... | ૦—૨—૦ |
| ૧૬ | નકળંક શાસ્ત્ર હારમાળા નં ૧ ... ... (પીર શમ્સની (૨૮) ગરબીઓ) | ૦—૨—૦ |
| ૧૭ | નકળંક શાસ્ત્ર હારમાળા નં. ૨ (પીર શમ્સનો વાયક મોટો) ... ... | ૦—૧—૬ |
| ૧૮ | નકળંક શાસ્ત્ર હારમાળા નં. ૩ (પીર સદરૂદીનના બાવન બોધ સાખીઓ અને સહી સમરણી) | ૦—૦—૬ |
| ૧૯ | ઇલાહીમત ... ... ... | ૦—૩—૦ |
| ૨૦ | કૃષ્ણવાણી ... ... ... | —૨—૦ |
| ૨૧ | અથઅલોપનિષદ (શુદ્ધ ગુજરાતી ભાષાંતર) ... | ૦—૨—૦ |

**ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટયુટ,**

ડાંડી મહોલ્લા જેલ રોડ મુંબઈ નં. ૯